કર્તા તરફથી ભેટ.



શ્રી હરિ. Reg No 1

# ॥ स्मर्णिका ॥

દોહરા.

નામ ભજ્યાં ભગવાનના, કામ કર્યાં ઉપકાર;
દામ દયા વતા રહો, આ 'સ્માણિકા' ધાર.
સંત સરોવર હંસને, વરસે મેહ;
જે પરમાર્થ પ્રયોજને, ધરેય ધારે દેહ.
એ વર્ણન આ પુસ્તકે, કર્તા શ્રી ઘનશ્યામ;
ધર્તા વસ્તી દ્વારકે, વિપ્રદામ શિવરામ.

રચી છપાવી પ્રસિદ્ધકર્તા.

## દામોદર શિવરામ શર્મા.

કીમત ફ્રી. મુ. દ્વારકા.
આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦.
છપાવવાની સર્વને છુટ.
અમદાવાદ–સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું–
પાંચકુવા–નાના દરવાજા.



નિત્ય સ્મર્ણ કરવા લાયક.

કર્ત્તા તરફથી ભેટ.

શ્રી હરિ.

# ॥ स्मार्णिका ॥

દોહરા.

નામ ભલાં ભગવાનના, કામ કર્યાં ઉપકાર;
દામ દયા દ્રવતા ચહો, આમ 'સ્મર્ણિકા' ધાર.
સંત સરોવર વૃક્ષને, પ્રેમે વરસે મેહ;
જે પરમાર્થ પ્રયોજને, ધરેય ચારે દેહ.
એ વર્ણન આ પુસ્તકે, કર્તા શ્રી ઘનશ્યામ;
ધર્તા વસ્તી દ્વારકા, વિપ્રદામ શિવરામ.

---


રચી છપાવી પ્રસિદ્ધકર્ત્તા.

## દામોદર શિવરામ શર્મા.



કીમત ફ્રી. મુ. દ્વારકા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦.

છપાવવાની સર્વને છુટ.

અમદાવાદ—સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરિભાઇએ છાપ્યું—
પાંચકુવા—ત્રણ દરવાજા.


નિત્ય સ્મર્ણ કરવા લાયક.

# પ્રસ્તાવના.

જીવન કલહે [illegible]ર જમાવનાર આ ઝનુની જમાનામાં [illegible] પણ સાત્વિક શાંતિનો સત્સંગ આનંદ સરોદ લલકારવા આ 'स्मर्णिका' પોથી નિવેદન કરૂંછું.

એક બાજુએ તુલામા સાઠહજાર વર્ષનું તપ અથવા ચૌદે લોકનું સુખ રાખો અને બીજે છાબડે લવ માત્ર સત્સંગનો આનંદ મૂકો તો સવાવાલ સોનામા જેમ શ્રી રણછોડરાય તો-લાણા હતા તેમ લવ સત્સંગવાળું છાબડું નીચું નમે છે. એથી યથાશક્તી પરોપકાર વૃત્તી રાખી શ્રી સર્વેશ્વરનું સ્મરણ કરીએ તો અવશ્ય મનુષ્ય જન્મ સાર્થક થાય છે એમ ખાત્રી થવા આ સ્મર્ણ સાધન અર્પણ કરૂંછું જેનો સ્વિકાર કરશો-"મૂખ્ય મૂખ્ય આખ્યાનો દરેકનું છોટું પદ જુદા જુદા રાગમાં રચાએલાની 'आख्यानिका'

ેાથી થોડા સમયમા પ્રેમી પાત્રો પ્રતી અર્પણ
કરવામાં આવશે. " સુધારો વધારો કરવા જેવું
હોય તો જણાવવા કૃપા કરશો.

સીલક હશે તો આપવા ભેટના ભાવિકોએ
અડધા આનાની ટીકીટ મોકલવી.

દ્વારકા કૃષ્ણ જયંતિ
સોમવાર સંવત ૧૯૬૯
તારીખ ૨૫-૮-૧૯૧૩.

દામોદર સિવરામ સર્મા
ના જયશ્રી હરિ.

# ॥ અનુક્રમણિકા ॥

થોડા સમયમાં પ્રેમી પાત્રો પ્રતી અર્પણ કરવામાં આવશે." સુધારો વધારો કરવા જેવું હોય તો જણાવવા કૃપા કરશો.

સીલક હશે તો આપવા ભેટના ભાવિકોએ અર્ધા આનાંની ટીકીટ મોકલવી.

શ્રાવણ કૃષ્ણ જયંતિ
સોમવાર સંવત ૧૯૬૯
તારીખ ૨૫-૮-૧૯૧૪.

દામોદર શિવરામ શર્મા
ના જયશ્રી હરિ

## ॥ અનુક્રમણિકા ॥

ॐ

## ॥ श्री गोविंद ॥

### ઉપજાતિ છંદ.

શ્રી લક્ષ્મિનારાયણ દીન બંધુ,
શ્રીરામ ભવતારક સ્નેહ સિંધુ;
ગણનાથ ગુરૂદેવ ગમે ઘડાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૧
શ્રીસ્યામ નિષ્કામિય સત્ય સ્હાતા,
શ્રીકાન્ત મદનાંતર અન્ન દાતા;
શ્રીનાથ વૃજવલ્લભ લક્ષ લાવું.
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું; ૨
શ્રીરાસધારી ગિરિરાજ ધારી,
શ્રીગોપી રાધે વર ધેનું ચારી;
શ્રી વત્સ યદુનંદન શર્ણુ ધ્યાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૩
શ્રીકૃષ્ણ કમલાપતી કુંજવાસી,
શ્રીવિષ્ણુ પદ પંકજ વૃત્તિ ખાસી;
બ્રહ્માંડ પતિથી નિત પ્રેમ છાવું,

ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૪
ભગવાન વનમાલી રથાંગપાણી,
શ્રીવૃંદની સાત્વીક વેદ વાણી;
શ્રીભક્તી ભાનું સુખ તત્વ તાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૫
શ્રીદ્વારકેશી રણછોડ રાયા,
શ્રી શેષશાયી પુરૂષોત્તમાયા;
શ્રીયોગજ્ઞાને નિત ગંગન્હાવું.
ગોવિંદ ગોવિદ ગોપાલ ગાવું. ૬
શ્રીકેશવે સાક્ષીણે અક્ષરાયે,
શ્રી પુષ્કરાક્ષે પ્રણમું સદાયે;
ક્ષેત્રજ્ઞ શ્રીનારસિંહે સમાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૭
મુક્તાત્મ યુક્તાત્મ રમાત્મ ત્રાતા,
ભૂતાત્મ પૂતાત્મ ભવાત્મ ભ્રાતા;
સર્વાત્મ શર્વાત્મ શિવાત્મ ધ્યાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૮

ધાત્રે વિધાત્રે સહસ્રે નમાયે,
જનાર્દને માધવ પ્રાણદાયે;
જ્યેષ્ટેય શ્રેષ્ટેય નિષ્ટેય આવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૯

શ્રીચિદ્ઘનાયેય ચતુર્ભુજાયે,
ત્રિવીક્રમાયેય પયોધરાયે;
મુરલીધરે શ્રી કવયે વરાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૧૦

શ્રીનાયકે શ્રીગરૂડધ્વજાયે,
સંકર્ષણાયે નર ઉત્તમાયે;
સર્વેશ્વરાયે કૃત્ કૃત્ય થાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૧૧

સત્સંગ હરિકીર્ત્તન અંગ સાથી,
શ્રી વાસુદેવે વરીએ ત્વરાથી;
આનંદઘન અમૃતબિંબ ન્હાવું,
ગોવિંદ ગોવિંદ ગોપાલ ગાવું. ૧૨

## અનુષ્ટુપ.

ગોવિંદ ગર્જને ગાને, તન્મયી વૃત્તિ જો વને;
દામ શ્રીવર્ધને ધ્યાને, જન્મ સાર્થકતા બને.

---

## ॥ श्री नारायण ॥

## ઉપજાતિ.

શ્રી રંગ શ્રી મોહન દંડધારી,
શ્રીપાર્થ જોડી તુલશી વિહારી;
શ્રી દેવકી વત્સ શરણે સુધારે,
નમે શ્રી નારાયણુનામ તારે. ૧
શ્રીજી હરિ શાંતનું સુંદરાત્મા,
શ્રીચક્ર ચિંતામણિ અંતરાત્મા;
શ્રીનું વદે વર્ણન વેદ ચારે,
નમે શ્રી નારાયણ નામ તારે. ૨
શ્રી દેવ સુખકંદન પ્રેમમૂર્તિ,
શ્રી પુંડરિકાક્ષ અખંડ મૂર્તિ;
શ્રી સક્ષી સર્વાન્તર સત્વકારે,

નમે શ્રી નારાયણુ નામ તારે. ૩
શ્રી રત્ન રતિ પ્રેરક પ્રાણુ સંતે,
શ્રીરાજ રસ વર્ધક છો વસંતે;
શ્રી પંચ પરમેશ્વર કેન્દ્ર ધારે,
નમે શ્રી નારાયણુ નામ તારે. ૪
શ્રી શર્મણે શ્રી ઉપેન્દ્રે સુરેશે,
શ્રી સિદ્ધયે વંદન શ્રી રમેશે;
શ્રી વામને શ્રીમદ હંસ આરે,
નમે શ્રી નારાયણુ નામ તારે. ૫
કાલાય વ્યાલાય પ્રત્યાય પૂરા,
રૂદ્રાય ઇંદ્રાય અજાય શૂરા;
યમેય નિયમે સ્વર્ગેય સારે;
નમે શ્રી નારાયણુ નામ તારે. ૬
શ્રી વૃષ્ટી વર્ષાત્મક વૈદ્ય સાચા,
શ્રી સાન સુખદે શિશુ હોય કાચા;
શ્રીનૈક માયાય અનંત વારે,
નમે શ્રી નારાયણુ નામ તારે. ૭

પાત્રે સુપાત્રેય કત્રે વિકત્રે,
માતે સુતાતેય જેત્રે સુનેત્રે;
અનઘે અતૂલે પૃથુ પ્રસારે,
નમે શ્રી નારાયણ નામ તારે. ૮
શમનેય શ્રવણે સુદર્શનાયે
સિંહેય નિમિષે અધોક્ષ જયે;
વૃષભે સુભૂજે દમેય દ્વારે,
નમે શ્રી નારાયણ નામ તારે. ૯
જલતેજ આકાશ જ પૃથ્વી વાયુ,
મહતત્વ ઘટનાકર દીર્ઘ આયુ;
ભુવનેય ભોમે શોભેય ભારે,
નમે શ્રી નારાયણ નામ તારે. ૧૦
પુષ્ટેય તુષ્ટેય સૃષ્ટેય યાચ્યું,
ધ્રુવેય નજાને પ્રણવેય રાચ્યું;
વીરે સુવ્યાપ્તેય ઉગ્રે સુધારે,
નમે શ્રી નારાયણ નામ તારે. ૧૧
દક્ષે સુરક્ષેય કોપેય મોટા,

સુયજ્ઞેય રમેય છોટા;
ાન સોમે સવિતે સ્વિકારે
શ્રી નારાયણ નામ તારે. ૧૨

અનુષ્ટુપ.

નારાયણી સિંધું. શારદા ન તરી શકી;
નારાયણી બિંદુ, શ્યામ સહાય વરી નકી.

---

॥ श्री मुकुन्द ॥

ઉપજાતિ.

વલ્લભાધીશ શ્રી સામગાયા,
વ્યંકટાધીશ શ્રી સેતુરાયા;
બદ્રિધામીશ આચાર્ય માનું,
દ મધુસૂદન મૂલ ધ્યાનું. ૧
દુર્લભાયે મહુતા ઝુપાયે,
હ્રષીકેશીય મંજુષાયે;
ાન શ્રી પાપનાશે ગુંથાવું,

મુકુંદ મધુસૂદન મૂલ ધ્યાવું. ૨
ગુહ્યેય ગુંજે ગ્રામેય ગાજ્યા,
ગર્ભે સુદર્ભેય ગોપે નિવાજ્યા;
મેધાવી શ્રી ધ્રન્વિએ સૌમ્ય થાવું,
મુકુંદ મધુસૂદન મૂલ ધ્યાવું. ૩
કલેય બલેય અનુત્તમાયે,
શર્ણ્ય સર્વોદય વિક્રમાયે;
શ્રીશેય શ્રી લોહિતાક્ષેય ચ્હાવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૪
વેદાંગ શ્રી વેદ વિદે અવ્યંગે,
શ્રી બભ્રવે શ્રીહવિષે સુરંગે;
શુચીશ્રવે ઉર્ધ્વગાયે દરાવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૫
વન્હે સમાને સુરપક્ષ સૂક્તે,
પુનર્વસુ પ્રાશવ યોગ યુક્તે;
શ્રી ઉર્જિતાયે મુનિયે જમાવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૬

સતાંગતે શ્રીમરિચે કૃતજ્ઞે,
શાસ્ત્રે સુતે શ્રીધરે શ્રીરસજ્ઞે;
ગર્વે ગુમાને સરવે સમાવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૭
વાચસ્પતિ તર્કી અગાધલીલા,
શ્રી નાટકી વિશ્વઆત્મે સુશીલા;
શ્રી સાગરે શ્રી પ્રપન્ને વસાવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૮
પ્રકાશ વાલા સુપ્રતાપ વાળા.
ઓજસ્ ભર્યું તેજ બિછાવવાલા;
કાંતેય કામેય કાલજ્ઞ આવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૯
વસિષ્ટ શ્રીક્રોધ હર્તા કકુબ્ધે,
અપાંનિધી અપ્રમત્તેય લુબ્ધે;
સ્કંદેય ત્રિપદે વરદેય વાવું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાવું. ૧૦
પુરંદરાયે સુપ્રતિષ્ઠિતાયે,

તારેય તર્કેય તૃપા હરાયે;
કર્ણેય ગહેનય ગુહેય ધાતું,
મુકુન્દમધુસૂદન મૂલ ધ્યાવું. ૧૧
સ્થુલેય સૂક્ષ્મેય સૂરતેય સાદા,
સ્વપ્ને પ્રભુના વ્યવસાય જાદા;
સાષ્ટાંગ શ્રીનંદને નિત્ય છાતું,
મુકુન્દ મધુસૂદન મૂલ ધ્યાતું. ૧૨

**અનુષ્ટુપ.**

મુકુન્દે માનવી મ્હાલો મૂખ્ય મર્મ કહ્યો મથી;
દામતો રક્ષતો વ્હાલો માર્ગ એ વિણ કો નથી;

---

## ॥ શ્રી નટ ॥

### ઉપજાતિ.

શ્રીગોકુલેન્દુય વૃંદાવનેન્દુ,
શ્રીદ્વારકેન્દુય રાધારમેન્દુ;
શ્રીબાલકેન્દુ યમુના તટે છે,
અનંત રસશ્રીનટ નાગરે છે. ૧

લલકાર્ ધુનકાર્ રણંકાર્ વેણું,
જે માખણે મિશ્રિયે લે લહેણું;
મથુરેશ મુખ હાસ્ય સુધા ઝરે છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૨
અજાનુભુજ ચાપ પ્રચંડ સેની,
બ્રહસ્પતી શુક્રય રશ્મિ એની;
ભાષા વિષે અક્ષર વર્ણ તે છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૩
પ્રહ્લાદ અધ્યાત્મ વિદ્યા કપીલે,
કંદર્પ શ્રીનારદ વ્યાસ ખીલે;
કીર્તિ ક્ષમા છંદ ગાયત્રી એ છે,
અનંત રસ શ્રી નટ નાગરે છે. ૪
ચરાચરે બીજ આણું વિભૂતી,
નિર્વિઘ્નરૂપે સરતી પ્રસૂતી;
છલકાત સંપૂર્ણ ગુણ શ્રીનરે છે.
અનંત રસ શ્રી નટ નાગરે છે. ૫
વરાહ બુધ કૂર્મ મછાવતારી,

પરશુ ધરે વામન કલ્કિ વારી;
શ્રીમોહિની સાગરમંથને છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૬

નિશ્રેય કર્તુમકર્તુ સમર્થ,
લયરૂપ હો જ્યાં બનતું અનર્થ;
કલ્યાણુ શ્રીકેશી નિષૂદને છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૭

દડે રમી કાલીય નાગ નાથ્યો,
હસ્તી હણી ગર્વિત મલ્લ બાથ્યો;
કિરીટ શિર મોર પીંછો ધરે છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૮

ગજેન્દ્ર જય દેવ સુદામ આદી,
ગુણાનુવાદે મળવે પ્રસાદી;
જેવું ઘટે જ્યાં તે સ્વાંગ લેછે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૯

છો વર્ત્તમાનેય ભૂતે ભવિષ્યે,
ધીંગોધણી અન્ન પુરે હવિષ્યે;

અશ્વત્થ તુલશી કદમે ઠરે છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૧૦
બીમા તરૂ જેમ તરૂય બી યે,
શ્રીમાં જગત્ તેમ જગત હરિયે;
સૂત્રે મણિ ઓતપ્રેતે ખરે છે,
અનંત રસ શ્રીનટ નાગરે છે. ૧૧
કિશોરને એમ સુપ્રેમ પ્યારો,
તો પ્રેમ નિર્દોષ સદા સ્વિકારો;
જો પદ્મને સૂર્ય કૈં અંતરે છે,
અનંત રસ શ્રીનટનાગરે છે. ૧૨

### અનુષ્ટુપ.

રસેશે જગ્ત જામે તો, નાગરે નવનીત લો;
દામ શ્રીસ્મરણું નામે તો, પ્રેમ પ્રેમ પુનીત લો.

---

## श्री भगवंत.

### ઉપજાતિ.

શ્રી રાઘવેન્દુય સીતાસુખેન્દુ,
શ્રીવાલ્મિકેન્દુય કૌશલ્ય બિન્દુ;

શ્રીશાંત સિંધુ સરયુ તટે જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૧

ગોવિપ્ર પ્રતિપાલ રાજાધિરાજા,
સ્વસ્તિ સખા સિંધુ તજે ન માજા;
સંધ્યા વિષે ન્યાસ રૂચે રમેજો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૨

બ્રહ્મત્વ ક્ષાત્રત્વ વાણિજ્ય કર્મે,
દાસત્વ વર્ણાશ્રમ આપ ધર્મે;
ટક્યું સમાધાન પતીસ્ત્રિયે જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૩

શ્રીજીતક્રોધિય મનોહરાયે,
શ્રીવત્સીને સહૃગત નંદનાયે;
શ્રીસત્યસંધાય મહામને જો.
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૪

લોલુપ્ત હોતા ભજને અને કો,
શ્રુતિ સુબોધે જગ 'દેવ એકો'

સભાસદે વિશ્વદેવા બને જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૫
મિત્રે સગે વત્સલે આધિપત્ય,
વિશ્વાસથી વાધતું આપ સત્ય;
વનકેસરી સિંહ શોભે વને જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૬
નમું નમું શ્રી અમિતાશનાયે.
નમું શતાવર્તે સંસ્થાપનાયે;
શ્રીધર્મયુપેય મહામખે જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૭
હે નાથ ! શી આપ વડાઇ ગાવું,
ગુહ નાવિકે એ શબરી સહાવું;
અન્યે ન સ્વપ્ને પણ ત્યાં તમે જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૮
શ્રી જ્યોતિરાદિત્ય સહિષ્ણુતાયે,
સુધન્વિને વાવ્વ દારૂણાયે;
શ્રી શાંતિ નિષ્ટાય પરાયણે જો,

ભગવત ભગવન્ભવ ભંજને જો. ૯
જ્યાં બ્રહ્મ રસવેદ સુધા પિવાડે,
જે અનહતે નાદ એથી જીવાડે;
ત્યાં આયુ કીર્તિ સુધરે પ્રજેજો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૧૦
શ્રી ક્ષેમકૃત કુંડલિને પણાયે,
શ્રી ભૂષણાયેય વિશોધનાયે;
શ્રી શોકનાશેય જગત્ નમે જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૧૧
કાયે સુવાચે મન જે કરાવે,
બુધ્ધ:-મને કે પ્રકૃતિ સ્વભાવે;
તે કાર્ય સૌ આપ સમર્પણે જો,
ભગવંત ભગવન્ભવ ભંજને જો. ૧૨

### અનુષ્ટુપ.

ભગવંતે ભજો ભાવે. તેમ ગર્વ નહીં થવો;
દામ શ્રા કામની કાયા, સત્ય નીતિ ચહી સ્તવો

## ॥ श्री रामचंद्र ॥

### ઉપજાતિ.

શ્રી કાન્ત સ્નેહાંતર સૃષ્ટીત્રાતા,
દશે દિશે રાજ્ય કરે ગવાતા;
ન પાર પામી શકતા કવિન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૧

આકાશ વાયુ વસુ તેજ વારી,
સત્તા વડી પંચ તત્ત્વે પ્રસારી;
જગયંત્ર કર્તા ધર્તા ઉપેન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૨

અનેક દેશે અગણીત વેશે,
અનાથના નાથ થયા હમેશે;
દ્રવે સ્તવે વેદ કુબેર ઇન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૩

એકાંત વન પર્વત કંદરાએ,
પ્રકાશમય આપ પ્રતાપ છાંએ,
યોગી હૃદે આત્મ પ્રભા મહેન્દ્ર,

શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૪
ભવાર્ણવે જ્યાં ડુબવેય માયા,
ત્યાં નામ નૌકે સહજે સહાયા;
સરસ્વતિ શેષ રટે રમેન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંન્દ્ર. ૫
કો રામ કો શ્યામ સુનામ બોલે,
જેને ગમે તેમ ઉમંગ ખોલે;
લક્ષ્યાર્થમાં કેવળ આપ કેન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર ૬
અનીતિએ નાશીત કલ્પના છે,
સુનીતિએ સ્વાશ્રય સ્થાપના છે;
સનત્કુમારો શુકના યતીન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૭
ભક્તો તણા શીલ શ્રદ્ધા કળો છો,
છોટાં મધે છોટપથી ભળો છો;
શ્રી ચક્રવર્તી નૃપમાં ભુપેન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૮

શાંતિ સમાધાનીય જેષ્ટ ભ્રાતા,
આનંદ ધ્યાતા વર ઇષ્ટ દાતા;
શરણાગતે તો વર્ષા કૃપેન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૯

નોધાર આધાર માવિત્ર કક્ષા,
દિને રવી જેમ કરેય રક્ષા;
નિશાપતી પૂનમ પૂર્ણ ચંદ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૧૦

પાપી સહે શાસન ન્યાય સત્ય,
ડરે કરે રાવણ રૂપ કૃત્ય;
સેવા સમાને મચતા કપીન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર ૧૧

વાતાવરણ સાત્વિક દો દયાળુ,
નમુ રમુ પદ્મ પદે મયાળુ;
શિષ્યે વર્યા ગર્જનથી સુરેન્દ્ર,
શ્રી રાય રઘુનંદન રામચંદ્ર. ૧૨

### અનુષ્ટુપ્.

ડરે કાળ સ્મરે રામે, હાડ આમ ત્વરે તરે;
દામ હામ ધરો નામે, શ્યામ કામ કરે વરે.

---

## ॥ सरोवर ॥

શ્રી નિવૃત્તિનાયક નિર્વિકલ્પે,
નમુ સહસ્ત્રે પદ પદ્મ કલ્પે;
યશે વસે ભક્ત વિભૂતીયે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૧
જળાશયોનો યશ જગત ગાયે,
રસાંગ ઘટના લીલ રંગ છાયે;
આરોગ્ય શુદ્ધી સહજે કરે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૨
જ્યાં મિષ્ટ પાણી દ્રવતું અખંડ,
ત્યાં અષ્ટમા સિદ્ધો કરે અભંગે;
રસાયની જીવન દોર એતો,

છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૩
પદ્મો ઉગે પોયણી પાન પબડી,
નિર્લેપ મોતી જલ જાય ગબડી;
એ યુક્તિમય સંત રહે જગે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૪
કિશોર મોટા જીવ કૈક મત્સો,
રહે મગર વ્યાલજ કૂર્મ વત્સો;
સહે તિતીક્ષા જળ વસ્તીએ તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૫
લે કુંજ બગ સારસ વાસ ગોતી,
શ્રી રાજહંસો ચુગતાય મોતી;
બતક ટિટોડી સકરા ખરે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૬
સુકંદ તૃણ શાક ઉગે કિનારે,
સુઔષધી ગંજ અઢાર ભારે;
સૌ કાજ સુસાજ સજ્યાં શ્રીયે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૭

દિસે અસંખ્યે નવરંગ વૃક્ષો,
ત્વરે કરે દિંગ સુરમ્ય નક્ષો;
જ્યાં વાયુ લાગે સુસવાટ દેતો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૮
અગમ્ય દળનાદ નિહાલ પક્ષી,
શાખા વિસામે નિજ દેહ રક્ષી;
કાલે રિપુથી ડરતાં છુપે તો,
તે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૯
કીડી કરી કેસરી આદિયોકો,
ભલા બુરા શાંતજ ક્રોધીયોજો;
વિશ્વાસ લૈ શર્ણ ત્હને વરે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૧૦
માવિત્ર તો જેમ સુતેય છાયે,
બને પિતા ત્યાં ગિરિ ટેકરાએ;
ટિપેટિપેથી સરને ભરે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૧૧
કર્ત્તવ્ય જે માનવને અપાયું,

તે શાંતિ આનંદ તુંથી સ્થપાયું;
ક્ષુધા તૃષા વ્યાધિ બધી હરે તો,
છે પૂર્ણ પરમાર્થ સરોવરે તો. ૧૨

અનુષ્ટુપ્.

વાસ વિશ્વાસ વૃદ્ધીનો, મિષ્ટનીર સરોવરે;
દામ સત્વાંશ શુદ્ધીનો, શ્રી નિવાસ ઝરે ઠરે.

---

## ॥ વૃક્ષ ॥

### ઉપજાતી.

શ્રીવિશ્વનાથે નર દેહ આપી,
એ રક્ષવા યુકતી અનેક સ્થાપી;
તેમાંતરૂ શિક્ષણુ દે ફળે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧
જો રંગ લીલો નયનો નિહાળે.
કે તૃપ્તીહોતાં મન મગ્ન મ્હાલે,
દાતા સહનતા તરૂબોધવે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૨

પ્રસંગ નવ પલ્લવીહોય જ્યારે,
નીચા નમી અર્પણતા વધારે;
જે મૂર્ખ તે શુષ્કજ કાષ્ટ રહે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૩
રસે ભરેલાં ફળ સ્વાદુ આપે,
ન ક્રોધ તો તાડન માંહ્ય વ્યાપે;
છેદાયતો છેવટ છાહને છે,
એ વૃક્ષ તો કષ્ટ બધે હરે છે. ૪
દિન રાત ચર્યા નિરખે વિવેકે,
આભાસ તે દે અણું એક એકે;
જન્મે થકી અંત લગી ઠરે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૫
ઉઠે પ્રભાતે મુખ સ્વચ્છ હોવા,
સુદાતણો બાવળ લિંબજોવા;
તેવી મીઠી મંજન માહ્ય તે છે,
એ વૃક્ષ તો કષ્ટ બધે હરે છે. ૬
જલે ભરે સિંદરી દોર સ્થાપે,

વને ફરે જીવન વાયુ આપે;
દે દૂધ જો ગાય તૃણે ચરે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૭
ઘસે દિલે તેલ જનો સુનારી,
તેના મસાલા કૃતી અર્ક સારી;
સ્નાને અરીઠાદી શુદ્ધી કરે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૮
વસ્ત્રો વણાએ સુતંતુ કપાસે,
અર્ચા વિશે ધુપ સુગંધ વાસે;
અશ્વત્થ તુલશી વડ પૂજને છે.
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૯
શ્રી ઈશને હાર ફુલો ધરાએ.
જાઇ ગુલાબો જુઈ મોગરાઓ;
ચંપા ચંબેલી સુ તરાવટે છે,
એ વૃક્ષ તો કષ્ટ બધે હરે છે. ૧૦
શ્રીની પ્રસાદી સુખદાઈ માનો,
પત્રાળીએ કેળ પલાશપાનો:

મિષ્ટાન્ન મેવા કઢિ ભાત તે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૧
આદુ અથાણા લુણ શાક ભાજી,
ચટણી ખટાઇ તરૂ દેય તાજી;
મુખ્વાસમાં પાન સુપારીયે છે.
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૨
આંબા પપૈયા ફળ જાંબુ કેળાં,
સંત્રા ચિકુ દાડમ દ્રાક્ષ વેલા;
અંજીર અનનાસ ખજુર જે છે.
એ વૃક્ષ તો કષ્ટ બધે હરે છે. ૧૩
રોગે બને જ્યાં તન ગાભરૂંતો,
શાંતીપ્રદા ઔષધ છે તરૂતો;
છાંયા કરે શીતળ જ્યાં તપે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૪
જુઓ યતી કંક વદાય જોગી,
તરૂ ખરે દર્શન યુક્ત યોગી;
ક્ષુધા તૃષા ટાઢજ તાપ સ્હે છે,

એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૫
તો ઘેર વૃક્ષો રસ્તે સુવૃક્ષો,
વાડી બગીચે વન સીમ વૃક્ષો;
વાવો સુશીલો પર્જન્ય વહે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૬
માવિત્ર સંબંધી સમાન મિત્ર,
એકાંત આધાર તરૂ પવિત્ર;
જે પર્ણકુટીયે રૂષીઓ વરે છે.
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૭
ફુલે રતીલું સુરંગેય લીલું,
ઇચ્છે વનીલુંય સ્વાદે રસીલું;
સુ નિવૃત્તિલું ફળ દામદે છે,
એ વૃક્ષતો કષ્ટ બધે હરે છે. ૧૮

**અનુષ્ટુપ**

થવાલીલું વપુ ખીલ્યું નામ તો નાશ તું ત્વરે
દામ શ્રીસ્યામ દે લીલું કામ જો ભાસતુંકરે.

## ॥ संत ॥

### ઉપજાતી.

શ્રીશાંતિ આચાર્ય મહાપ્રભુને,
નમું જગન્નાથ વડાવિભુને;
પદામ્બુજે ધ્યાન ઠરે પ્રતાપે,
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૧
શ્રીગંગ યમુના તટ ગોમતી જો,
ગોદાવરી સિંધું સરસ્વતી જો;
સુતીર્થ સૌ જ્યાં શ્રીકથા પ્રલાપે,
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૨
આયુ યુવા વૈભવ રાજ લક્ષ્મિ,
રહે ન કાંઈ ક્ષણ દેહ રશ્મિ,
પણ જીવને જ્ઞાન સુભક્તી વ્યાપે,
સંતો સુધા રંગ સત્સંગ સ્થાપે. ૩
હરિ કથા સંત સમાગમેથી,
ટળે ત્વરે મોહ પ્રયાસકેથી;
જે શ્રીપ્રભુમાં દૃઢ પ્રિતી થાપે,

સંતો શુધારંગ સત્સંગ સ્થાપે. ૪
ઘસે તપે તાડન છેદ હેમે,
ચતુર પ્રકારે યોજાય તેમે;
ત્યાગે શીલે કર્મ ગુણેજ ચાપે,
સંતો સુધા રંગ સત્સંગ સ્થાપે. ૫
લેછે સુયશ સંતજ તોય શીલે,
ક્ષમા દયા ધર્મ પાપે ડરીલે;
શમે દમે સાત્વિક વૃત્તિ આપે,
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૬
શ્રી નામ લે શ્રીગુરૂથી સુધારે,
કળવે સ્વઆત્મા ભવ સિંધુતારે;
કાંઈ નદે સંતય લે ઝ.માપે,
સંતો સુધારંગ સત્સંગસ્થાપે. ૭
દે બુદ્ધિ સમતાય ર તર્ક છાવે,
દોરે સુમાર્ગે દઢ ભક્તિ ભાવે:
ઉભરાય એ પ્રેમ પ્રતિતી માપે,
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૮

દે આત્મનિષ્ઠા પ્રભુ ગાન ગાયે,
બ્રહ્મે ધૃતીદેય શ્રીએ સમાયે;
સંતો ન લે એમજ દેય દાપે,
સંતો સુધા રંગ સત્સંગ સ્થાપે. ૯
જો બ્રહ્મલયલીનજ ચિત્ત એનું,
છે સર્વદા શીતળ ઊર તેનું;
અક્રોધ મન મોહ હરે વળાપે,
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૧૦
ન લેશ હુંકાર દયામયા જે,
અખંડ આત્મા પદ તન્મયાં છે,
એવા ગુરૂ શ્રોત્રિય કષ્ટ કાપે;
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૧૧
દિપે મહાત્મા પદ ભક્તિ ભાવે,
ત્યાં શ્રી મહાદેવ પ્રકાશ છાવે;
અનન્યતા ક્ષેમ સાધેય જાપે,
સંતો સુધારંગ સત્સંગ સ્થાપે. ૧૨



## અનુષ્ટુપ.

સંત શર્ણુ શીલે લેતાં અંત ગોવિંદ ગંગલે
દામ નામ હરે ચિંતા સદ્યતો સંતસંગલે

## ॥ वर्षा ॥

## ઉપજાતી

શ્રીશેષશાયી જય ચક્રુપાણી,
ધન ધન્ય વર્ષા ધનમિષ્ટ પાણી;
ધન ઇંદ્રધારા વરૂણે વરે છે,
વર્ષા વડે વિશ્વલતા ખિલે છે. ૧
જેકો ભલે રાજ કરે જાતે,
તે મેઘના આગળ શી બિસાતે;
ક્ષણે નિધી રિદ્ધી સુસિદ્ધીયે છે.
વર્ષા થતે ધોધ રસાંગ વ્હેછે. ૨
પૃથ્વીપતી વૃષ્ટી થતેય તાજાની,
રાજાતણા રાજન મેઘરાજા;
નૃપ ચક્રવર્તી પણુ જ્યાં નમે છે,

વર્ષાવડે વિશ્વલતા ખિલે છે. ૩
છે સાગરે મોતીય તે ન લેતો,
વિંધ્યા ચલે હસ્તીય અન્ય દેતો;
ઉપકાર વરસાદ બધે ફળે છે,
વર્ષા થતે ધોધ રસાંગ વ્હે છે. ૪
શ્રી ઇશની ચંદન ભેટ ભારે,
સંતો વિભૂતી સુપરોપકારે,
પર્જન્ય એ વૃક્ષ સગોવરે છે,
વર્ષા વડે વિશ્વલતા ખિલે છે. ૫
ક્યાં જો અનાવૃષ્ટી પ્રસંગ આવે,
ત્યાં તે ઉથલ પાથલ રંગ છાવે;
જન અન્ન પશુ ઘાસ વિનાટળે છે,
વર્ષા થતે ધોધ રસાંગ વહે છે. ૬
શ્રી દેવ આજ્ઞા સુખદા ધરો તો,
સુકર્મથી યજ્ઞ સદા કરો તો;
પર્જન્યથી અન્નથી સૃષ્ટી એ છે,
વર્ષા વડે વિશ્વલતા ખિલે છે. ૭

કેવું ઉદારત્વ વર્ષા મધે છે !
જલ સિંધુ ખારૂં લૈ મિષ્ટ દે છે:
બ્રહ્માંડ સૌ જંતુ જેથી નિભે છે,
વર્ષા થતે ધોધ રસાંગ વ્હે છે. ૮
શિલા શિલાએ નવ રત્ન હોતા,
ગજેગજે મૌક્તિકનો ન જોતા;
ન સાધુ સૌ ચંદન કો વને છે,
વર્ષાવડે વિશ્વલતા ખિલે છે. ૯
દેરેજનો ઘેર ન લે પ્રવાસે;
વન વેણું વાગે વીજળી પ્રકાશે,
જલકાય નદિ સાગર ડુબવે છે.
વર્ષાથતે ધોધ રસાંગ વ્હેછે, ૧૦
વસુંધરા ચુંદડી લીલી ઓઢે.
ધન ઘોર ગાજે મયુરો ન પોઢે,
નમરાં બપૈયા ધુન દેડકે છે.
વર્ષા વડે વિશ્વલતા ખિલે છે; ૧૧
મચ્યા રહો માનવ મેઘરૂપે:
મન મગ્ન રાખો પ્રભુ શ્રીઅનુપે;

જલ પદ્મમય શ્રી હરિ શાર્ઙ્ગ દેછે,
વર્ષા થતે ઘોધ રસાંગ વ્હે છે. ૧૨

અનુષ્ટુપ્

પર્જન્ય પ્રેમ પેખીને પાલકે પ્રાતિ પોરવો
દામ દાનેશ દેખાને દેહ દીનેય દોરવો. ૧

---

## ॥ कामधेनु ॥

### ઉપજાતિ

શ્રીશ્યામ ગિરેશ શ્રીગોપ ગાતા;
ભલી તરણ તારણી ગાય માતા,
પુરૂષાર્થ તત્વ સેવન છે સુધેનું.
કલ્યાણ કરનાર શ્રી કામધેનું;
જે સત્ય ધન ભારતનું સુખેતી,
તે પૂર્ણ દુધમાન થૈ ગાય દેતી.
ફળ. ફૂલ અન ખાતર સત્વશેનું ?
કલ્યાણ કરનાર શ્રી કામધેનું. ૨
સ્વપ્ને નજે ઠેરતી પક્ષપાતે;
પોષે બધે આર્ય અનાર્ય જાતે,

પયસ્થાન છે ક્ષીરણુ અમૃતેનું.
કલ્યાણુ કરનાર શ્રી કામધેનું; ૩
પર્જન્ય પણુ ગાય નસીબનો છે,
સરોવરો વૃક્ષય સંતનો છે,
ત્યાં દેવસ્થળ તેંત્રિસ કોટિયેનું.
કલ્યાણુ કરનાર શ્રી કામધેનું; ૪
જીવંત નિધી રિદ્ધી સુસિદ્ધી દે છે.
મર્ણુંત નદિ પાર ત્રિવેણીયે છે.
ત્રિલોક ભય તારણુ પૂચ્છ જેનું.
કલ્યાણુ કરનાર શ્રી કામધેનું ૫
ભલા વિરલ શોધી ગુણો સ્વિકારે,
ને નિર્ધને સ્નેહ કરે વધારે.
તેવી પુનીત ગાય સધેય દેણું;
કલ્યાણું કરનાર શ્રી કામધેનું. ૬
વિરલાય પરકારજ પ્રીતિ રાખે;
પર દુઃખ દેખી તન અર્પી નાખે,
એવું હવું ચિત્ત ઉદાર કેનું ?
કલ્યાણુ કરનાર શ્રી કામધેનું. ૭

મૃગે મીને સજ્જન જો સ્વભાવે:
તૃણ નીર તોષે નીજ દેહ છાવે,
પણ દુષ્ટ ગૌ દ્રોહ અકારણેનું.
કલ્યાણ કરનાર શ્રી કામધેનું. ૮
જગે જુવો કેવળ રંક એછે;
પુત્રી અને કામદુધા ખરે છે.
જયાં દોરવે ત્યાંજ પ્રયાણ એનું,
કલ્યાણ કરનાર શ્રી કામધેનું. ૯
જે સત્ય બ્રહ્માંડને આ ટકાવે;
તે સત્ય લયસિંધુંએ હાલ ધાવે,
પણ ગાયમા છે હજુ આદિયેનું.
કલ્યાણ કરનાર શ્રી કામધેનું. ૧૦
વિશ્વાસને શર્મ જતાં કલીમા.
ગતી ભરમ ભેદ રસાતલીમા.
નવ્હેમનું ઔષધ છે ધેનું.
કલ્યાણ કરનાર શ્રી કામ ધેનું. ૧૧
ગોમાતને રક્ષવી તો સમસ્તે.
દો દેણગી અન્ય હસ્તે સ્વહસ્તે,

પ્રત્યક્ષ ફળ દે દીન નાથ તેનું.
કલ્યાણ કરનાર શ્રી કામધેનું. ૧૨

## અનુષ્ટુપ્

કામ ધેનું વિના કાંઇ સાર બ્હાર જગો નથી
દામ ગાંદેવની સેવા તત્વ છે એજ લોમથી.

# પ્રેમપુષ્પાંજલી

## ભૂજંગી છંદ

નમુ શ્રી પતિ દ્વારકાંધીશ રાયા.
ગણુ બાવરી આપની મોહ માયા,
અમો એ ભવાબ્ધિ વહે ને તણાયે.
પ્રભુ! શર્ણ દો પ્રેમ સેવા સદાયે ૧
કહાં ઇશ સત્તાત્રયી આપ સિંધુ,
કહાં જીવ અજ્ઞાન આ અલ્પ બિંદુ.
ફરી અવતરી નાશના કામી કાયે:
પ્રભુ! શર્ણદો પ્રેમ સેવા સદાયે, ૨
જનોને દીપે સાત્વિકી વૃત્તિ માળા.
ભરો સર્વદા સદ્‌ગુણો શાંતિવાળા,

મળે જ્યોતિતો આપની જ્યોતિમાંહે.
પ્રભુ! શર્ણુંદો પ્રેમ સેવા સદાયે. ૩
મલ્યો માનવી દેહ ચોરાશી લક્ષે,
વિવેકે વિચારે સુધારો સપ્રક્ષે.
વડી ભાવનાથી ભળાવો ભલાયે,
પ્રભુ! શર્ણુંદો પ્રેમ સેવા સદાયે. ૪
સુગંધે સુવર્ણુ દૂયેદો પ્રકાશે;
પ્રવૃત્તિ નિવૃત્તિ સ્થપાવો વિકાસે
દીપેતો રવી ચંદ્ર રૂપે વડાએ
પ્રભુ શર્ણુંદો પ્રેમ સેવા સદાએ ૫
અમારી બુરાઇ કૃતીમાં ન આકી
તમારી ભલાઇ ગતી પ્રાપ્તિ પાકી.
કે છોરૂ છીએ નોય છે દેવી સ્હાગે;
પ્રભુ શર્ણુંદો પ્રેમ સેવા સદાએ. ૬
શિશુના હર્યા આપ આનંદ દાતા;
સદા આશ્રિતે પોષતા જેમ માતા.
જતો દેહ આકિર્તિ કોદિ નજાયે;

પ્રભુ શર્ણુંદો પ્રેમ સેવા સદાએ. ૭
ક્ષમા શાંત સંતોષ સત્સંગતીથી;
કરાવો અનાશ્રીત સેવા અતિથી.
ડસાવો ભલું પારકું કેમ થાએ;
પ્રભુ શર્ણુંદો પ્રેમ સેવા સદાએ. ૮

વડામાં વડાથે દિપ્યા દેવતેથી,
શિશુમા શિશુથે સ્થાપ્યા ધૈર્યતેથી.
અભેદાન સૌ આશ્રિતે તો અપાયે;
પ્રભુ શર્ણુંદો પ્રેમ સેવા સદાએ. ૯

હસીને રમી વિશ્વયાત્રા કરાવો;
કુટુંબે સબાની સમૃદ્ધિ ભરાવો.
પશુપૂત્ર ધાન્યે ધને સત્ય માયે;
પ્રભુ શર્ણુંદો પ્રેમ સેવા સદાએ. ૧૦
સમેને વહે અંત સૌને જવુંછે;
પછી માટિમાં માટી નક્કી થવું છે.
નથી તૃટીની બૂટી એ સૂત્ર છાયે.
પ્રભુ ! શર્ણુંદો પ્રેમ સેવા સદાયે. ૧૧

દયા દામ શિવરામ છે સ્મર્ણ સિદ્ધી
વહાલે વિશાલે વરે રમ્ય રિદ્ધી.
હરિ કીર્ત્તને બોધ આનંદ વ્હાયે.
પ્રભુ ! શર્ણુદો પ્રેમસેવા સદાયે. ૧૨

## અનુષ્ટુપ.

પ્રેમ પુષ્પાંજલી શ્રીજી ભાવની ત્વરિતા ચહો
દામ સન્માન શ્રી સેવા લ્હાવનીસરિતા વહો.

---

## ॥ नित्य नोंध ॥

## ભાગ ૧ લો.

પુરૂષે પોતાની સગવડ માટે કોઈ કામ આગળ પાછળ કરવા જેવું હોય તોપણ હાલના જમાના પ્રમાણે ચોવીસ કલાકમાં, ૮ નિદ્રામા, ૧ ન્હાવા ધોવામા, ૧ પ્રાર્થનામા, ૧ ઘરકામમા, ૧ ખાનપાનમા, ૮ ધંધારોજગારમા, ૧ ફરવાહરવામા, ૧ મિત્રોમેલાપદેવ-

દર્શનમા, અને ૨ આરામમય વાંચનમા ગાળવા તોપણ સાધારણ કાર્યક્રમ નીચે પ્રમાણે થાયછે.

૧ સવારે ૭ વાગે ઉઠી મુખ ધોઇ શ્રીપ્રભુનું સ્મર્ણ કરવું.

૨ ૭ વાગ્યા પછી આઠ સુધી દિશાજંગલ, દંતધાવન, સ્નાન, અને એકાંત પવિત્ર સ્થાનમાં ધીનો દીવો કરી પ્રાર્થના જપ પાઠ વિગેરે કરવાં.

૩ આઠથી નવ સુધી ઘરગતુ વસ્તુઓ શાકભાજી અનાજ વિગેરે લાવવા.

૪ દશ સુધી ( એક કલાક ) ધંધારોજગારમા રોકાવું.

૫ અગીઆરે જમવું. જમતી વખતે ઉચક મન ન રાખવું ઉતાવળ ન કરવી અને ગ્રાસને ચાવીને ગળવો. જેઓને દસ વાગે જમવાની જરૂર હોય તેઓએ આ કલાક ધંધારોજગારમા ગાળવો.

૬ બપોરના અગીઆરથી સાંજના ૭ સુધી ધંધોરોજગાર કરવો.

૭ સાંજના ૭થી રાતના સાડા આઠ સુધી વસ્તી બહાર ચોખ્ખી હવામા ફરવા જવું. મિત્રોથી મળી આનંદયુક્ત; જ્ઞાનમય વાર્તાવિનોદ વધારવો.

૮ રાત્રે નવ સુધી રાત્રિનું ભોજન.

૯ દસ સુધી વાંચન.

૧૦ અને દસ પછી રાત્રે હાથ પગ ધોઈ શ્રીહરિનું સ્મરણું કરી શયન કરવું.

૧૧ વહેલા સુઈ વહેલા ઉઠવાથી શરીર સંપત્તિ સુખ વધેછે.

૧૨ કોઇનું પણુ કરજ (રૂણુ) રાખવા જેવું બીજું પાપ નથી.

૧૩ આળસ, ઉદાસ, અને નિરૂદ્યમી જેવું કોઇ વિષ નથી તેમ ઉમંગ આનંદ અને ઉદ્યમી જેવું કોઇ અમૃત નથી.

૧૪ કામ વખતે કામ અને ગમ્મત વખતેજ ગમ્મત કરવાથી કર્તવ્ય પાર પડે છે.

૧૫ ચિડાઉપણું તજી શીતળ બોલવાવાળા થવું.

૧૬ આપ બલથી કમાઇ સ્વદેશી આશ્રયે સાદાઇથી રહેવું.

૧૭ આવકથી ખર્ચ કમી રાખવો.

૧૮ પારકા ઉપર નિભી ઉપકારનો બદલો ન વાળવો તે જીવતે મુઆ જેવું છે.

૧૯ ભલું ન થાય તો ભૂંડું તો નજ કરવું.

૨૦ પંચ પરમેશ્વર છે જેથી લોક વાયકા વિરૂદ્ધ વર્તન ન રાખવું.

૨૧ પરલોકની મૂડી પુણ્ય પાપની કરણીજ છે.

૨૨ વખત એજ પૈસો છે.

૨૩ નિયમિત આહાર વિહાર અને પવિત્ર આચાર વિચારથી શ્રીહરિ સુખ આપે છે.

૨૪ શાંતિ રાખવી અને ધીરજ ધારવી.

# ભાગ બીજો.

સ્ત્રિએ પોતાની સગવડ માટે કોઇપણ કામ આગળ પાછળ કરવા જેવું હોય તોપણ હાલના જમાના પ્રમાણે ચોવીસ કલાકમા, ૮ નિદ્રામાં, ૧૧ ઘર કામમા, ૧ આરામમા, ૧ શીવણ ભરતકામ કે વાંચનમા, ૧ શરીર સ્વચ્છ રાખવામા, ૧ દેવ દર્શન, મિત્રિણીઓ મેલાપમા અને ૧ વડીલોની સેવા કીર્તનમા ગાળવા. તોપણ સાધારણ કાર્યક્રમ નીચે પ્રમાણે યોજનય છે.

૧ સહવારે છ વાગે ઉઠી મુખ ધોઈ શ્રીપ્રભુનું સ્મર્ણ કરવું.

૨ ત્યથી બપોરના બાર સુધી શૌચ દંતધાવન, વાસીદાં અને રાંધ રસોડાની સાફસુફી, ગૌ દોહન, છાણ પુંજેત, સ્નાન, ઘીનો દીવો તુલશી અને શ્રી સૂર્ય નારાયણનું પૂજન, નમન, ચૂલો ચેતવી, જલ સિંચવન,

ગશીઆ વિગેરે મંજન, ગોરસ માંખણ
ત વિગેરે તત્વ ઉત્પન્નનું અને સ્વાદીષ્ટ
સોઇ વાસી ન વધે તે તયાર કરવાનું
મ કરવું. ઠંડું ખાવાથી, આળસ અને
ચડાઉ સ્વભાવ ઉપજેછે. બધાને
માડી પોતે જમવું.
પોરના એક વાગ્યા સુધીમા સુલા
ગેરે સાફ કરવા.
સુધી આરામ.
ાર વાગ્યા સુધી હિંગ હવેજ મસાલો
યાર કરવાં અને દાણા સાફ કરવાનું કામ.
પછી સાંજના ૭ સુધી, શિવણ ભ-
ત વાંચન, વાળ સમારણ, શૌચ, સ્નાન,
વ દર્શન, અને મૈત્રિણીઓ મિલન.
પછી રાતના નવ સુધી, ઘીનો દીવો,
ાવાબત્તી, રસોઇ, બધાને જમાડવું અને
લા વાસણો અબોટ કરવાનું કામ.

૮ નવથી દસ સુધી સાસુ જેઠાણી વિગેરેની સેવા કરી ભલાં કીર્ત્તનો ગાઇ બિછાના પાથરી પતિસેવા અને ઇશ્વર સ્મર્ણથી શયન કરવું.

૯ બાળકોની માતાએ બબ્બે કલાકે બચ્ચાંને ધવરાવવા ખવરાવવા અને આનંદ આપવાની કાળજી રાખવી, શ્રીહરિએ તેમને નકલ કરવાની ટેવ આપી છે તેથી આપણે પવિત્ર રહેશું તોજ તેઓ પવિત્ર થશે. બચ્ચાંઓ સવાલ પૂછે તેના જવાબ ઉમંગથી આપવા.

૧૦ આપણો સ્વભાવ લાજ આબરૂ કેવાં અને પૈસાટકા કેટલા છે તેની અટકળ આપણી તથા આપણા ઘરની સ્વચ્છતા ગોઠવણ ખાનપાન અને સહવાસથી રહામો માણસ તુલના કરી લેછે.

૧૧ કજીયા કંકાસનો સ્વભાવ કદી પણ ધાર-

ણુ ન કરી આનંદી અને મળતાવડા થવું.

૧૨ પંચ પરમેશ્વર છે માટે લોકવાયકા વિ-
રૂદ્ધ વર્તન ન રાખવું.

૧૩ સ્વામિને સંતોષવાથી શ્રીહરિ સર્વ પ્રકા-
રનું સુખ આપેછે.

૧૪ જયતો સત્યનો છે અને લાભ તો આશિ-
ર્વાદ મેળવવાનો છે.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

# શુદ્ધિપત્રિકા.

| પાનું. | | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | છેલ્લી લીટી. | શ્રી સક્ષી | શ્રી સાક્ષી |
| ૯ | ૩ જી લીટી. | સરવે | સરજે |
| ૧૩ | ૫ લીટી. | ઓતપ્રેતે | ઓતપ્રોતે |
| ૧૫ | ૧૬ ,, | વા વ | વાયવ |
| ૧૬ | ૧ ,, | ભગવત | ભગવં |
| ૨૦ | ૧ ,, | ધરો | ધરે |
| ૨૧ | ૨ ,, | પદમો | પદ્મો |
| ૨૨ | ૮ ,, | તે | છે |
| ૨૫ | ૫ ,, | અર્ક | અર્ક |
| ૨૭ | ૧૧ ,, | વનીઠું | વસીઠું |
| ૨૮ | ૩ ,, | પદામ્બુજે | પાદામ્બુજે |
| ૨૮ | ૮ ,, | સતો | સંતો |
| ૨૮ | ૧૨ ,, | -કાંઇ ક્ષ | ન કાંઇ ક્ષ |
| ૨૯ | ૧ ,, | ક્ષુધા | [illegible] |
| ૨૯ | ૧૧ ,, | વ | [illegible] |
| ૨૯ | ૧૫ ,, | દઢ | દ્રઢ |
| ૩૦ | ૧૫ ,, | સાધેય | સંધેય |
| ૩૧ | ૧૦ ,, | કરે | કરેયા |
| ૩૧ | ૧૪ ,, | તાજની | તાજન |

**દોહરો.**

વિણુ સત્સંગ સુહરિકથા;
ટળે ન મોહક ભોગ,
મોહ ગયા વિણુ શીજીયે;
રહે ન દૃઢ અનુરાગ.